મૂલ્ય ત્રણ આના.



उत्तिष्ठत । जाग्रत ।

प्राप्य वरान्निबोधत ।

Nagar Kirtan

# નગર કીર્તન.



"મરનેકા નામ મત લો
પહેલે જીના શીખલો.
આ ગયા હૈ કર્મ—યુગ
કુછ કર્મ કરના શીખલો."

વિક્રમાર્ક સંવત્ ૧૯૭૮,          ઈ૦ સ૦ ૧૯૨૨

આવૃત્તિ પહેલી.

પ્રકાશકઃ—
જગન્નાથ નાથજીભાઇ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી અપ્રાપ્ય ગ્રંથ સંગ્રહ

તમને ખબર છે કે આખા મુંબઈ ઈલાકાના આગેવાન થીએટરોમાં સુંદર અને નમુનેદાર થીએટર તરીકે કરાચીના કયા થીએટરની ગણના થાય છે ? આ થીએટર તે

# પર્લ ઓપેરા હાઉસ

છે. તેના સાહસિક અને શ્રીમાન માલિક શેઠ **મોતીલાલ ડી. સેજપાલ સાથે ખાસ વ્યવસ્થા થવાથી ત્યાં થોડા વખતમાંજ**

# ધી બાયસકોપ

એ નામના સીનેમાની શરૂઆત થશે. આ સીનેમા રૂપ, રંગ, ઢંગમાં તમને દરેક રીતે નવિનજ લાગશે, એવી તેમાં ખાસ કેટલીક નવી ઢબની ગોઠવણો કરવામાં આવશે.

## મેનેજમેન્ટ

મુંબઈના ધુરંધર સીનેમા માલિકો **મેસર્સ કે. ડી. એન્ડ બ્રધર્સ** અને કલકત્તાની **ઈંડીયા ફિલ્મ્સ લિમિટેડના** સાથે દશ વરસ સુધી રહી આ લાઇનનો બારીક અને વિશાળ અનુભવ મેળવનાર **મી. એ. એન પાઠક**ની ભલિ દેખરેખ નીચે આ સીનેમા ખાસ તૈયાર કરવામાં આવેલ દેશી ફિલ્મો અને જાણીતા અને માનીતા સ્ટારની સીરીયલો રજુ કરશે.

**સીનેમાને ચાહનારી કરાચીની શોકીન પ્રજા આ સીનેમાની એક વખત મુલાકાત લઇ ઉચિત જણાતાં તેને યોગ્ય ઉત્તેજન આપશે એવી ઉમેદ રાખવામાં આવે છે.**

## દાંત બનાવનાર



અમે પત્થર અને સોનાનાં દાંતો ઘણા સારા તથા નવી રીતે બનાવિએ છીએ. ખુબસુરત, મજબુતી તથા ખાવામાં અસલી દાંતો જેવા કામ આપે છે. દરદ વાલા સડેલા દાંત સાફ કરી ચાંદી તથા સીમેન્ટ ભરી આપવામાં આવે છે. અને પહેલાં દાંત મોતીની માફક સાફ કરી આપવામાં આવે છે. દરદ વાલા દાંત વીજલી યા દવાના સાથે વગર મહેનતે કાઢવામાં આવે છે. દાંતોની દરેક બીમારીના ઉપાય કરવામાં આવે છે. તથા આંખોની દરેક બીમારીનો ઉપાય મફત કરી આપવામાં આવે છે. અમો અમારા કામની ગેરેન્ટી કરી આપીએ છીએ. એક વખત પધરી ખાત્રી કરો.

### ડાકટર બરકતઅલી એન્ડ કું.

દાંત બનાવનાર, શોપ નં. ૯૦૧,
નેપીયર રોડ,—કરાચી.

---

### શુધ્ધ સ્વદેશી ખાદી એજ શરીરનો શણગાર છે.

## શ્રી ભારત વસ્ત્ર ભંડાર

બંદર રોડ.

નાના મોટા પનાની દરેક જાતની શુદ્ધ મીશ્ર ખાદી તથા સુંદર ખાદીની સાડીઓ તેમજ હીંદી બનાવટનું દરેક જાતનું ફેન્સી કાપડ અને શ્રી રામકૃષ્ણ મીલના ધોતી જોટા-સાડીઓ વીગેરે અમારે ત્યાં ઘણાજ કીફાયત ભાવથી મળશે. એકજ વાર મુલાકાત આપવાથી ખાત્રી થશે.

શુદ્ધ સ્વદેશી ફેલ્ટની બનાવટની ટર્કી, હંગેરીઅન, બેંગલોર, ઝવેરી વીગેરે દરેક જાતની ટોપીઓનો નવો સ્ટોક આવી પહોંચ્યો છે.

ટેઈલરીંગને લગતું દરેક જાતનું કામકાજ ઘણીજ સફાઈદાર અને વખતસર કરી આપવામાં આવે છે.

# —તમારી ઉન્નતી—

વેપારી વિષયોના શિક્ષણ પરજ આધાર રાખે છે.

કરાંચી અને સીંધની એકજ લોકપ્રિય શાળા

**'ધી કોરોનેશન કોમરસીઅલ કોલેજ'**

(પારસી થીએટર સામે) કરાંચી.

પ્રોસપેકટસની નકલ માટે આજેજ લખો—

---

## છેલ્લામાં છેલ્લી ફેશનના અપ-ટુ-ડેટ

## દિલચસ્પ-દાગીનાઓ.

અમારે ત્યાં હુંશીઆર કારીગરોને હાથે તઈયાર થએલા તમો જોશો. જાત જાતના તરહેવાર દાગીનાઓના ઝગઝમાટથી તમે ખરેખર અંજાઇ જશો.

**એક વાર જાતેજ અમારી મુલાકાત લો.**

ઠગાવાની જરાએ ધાસ્તી નથી. કોઇપણ દાગીનો ખરીદવા પહેલાં અમોને યાદ કરો.

**સોમચંદ ગોપાલદાસ ઝવેરી.**

બંદર રોડ—કરાચી.




## ઉદ્ગાર!




સાહિત્યોદ્યાનમાં પ્રફુલ્લિત વિવિધ પ્રકારનાં સુમનોમાંથી, ભભકભર્યાં, સુગંધિત, રાષ્ટ્રીય સુમનોનો એક નાનકડો ગુચ્છ, ગુજરાતી જાણનારા બન્ધુઓ સમક્ષ સપ્રેમ સાદર કરતાં મને આનંદ થાય છે.

પ્રાતઃકાળે "નગર કીર્તન" કરવા નીકળતા દેશબંધુઓને આવો એકાદો સંગ્રહ બહાર પડે તો વિશેષ અનુકુળતા થાય એમ મને એક પ્રભાતે-બંધુઓના નગર-કીર્તન વખતે પડતી અગવડો જોતાં-લાગ્યું; અને તેનાજ પરિણામમાં આ એક ન્હાનકડો ગુચ્છ ગુંથી બહાર પાડવામાં આવે છે. દેશપ્રેમીઓ તેનો ઘટતો ઉપયોગ કરી, પોતાની દેશ સેવામાં કંઈક ફાળો આપશે તો સંગ્રહકર્તાનો ઉદ્દેશ સફળ થયો ગણાશે. અસ્તુ.

મ્હારા આ ન્હાનકડા પ્રયત્નમાં જે જે કૃપા શુભચિન્તકો' તરફથી મળી છે તે માટે હું તેમનો ઋણી છું.

૧૯૭૮ના માઘ સુદી પુર્ણિમા
તા. ૧૨-૨-૨૨ રણછોડ કવાર્ટર
મોહનલાલ બિલ્ડીંગ, કરાચી.

જગન્નાથ નાથજીભાઈ
ના વન્દેમાતરમ્

સંગ્રાહક અને પ્રકાશક,
જગન્નાથ નાથજીભાઇ,
મોહનલાલ બીલ્ડીંગ, રણછોડ ક્વાર્ટર,
કરાચી.

# સુરત સ્વદેશી સ્ટોર્સ.

સ્ટારલોજ પ્રેમીસીસ, બંદર રોડ.

હરેક જાતનું હાથ વણાટનું કાપડ.

શુદ્ધ તેમજ મિશ્ર ખાદી, તાસા, સાડી, ધોતીઆ, રૂમાલ, વગેરે દરેક જાતનું સ્વદેશી કાપડ.

કોઇ પણ જગાએથી કાપડ ખરીદવા પહેલાં આ સ્ટોર્સની મુલાકાત લેવા અમારી ભલામણ છે.

મુદ્રક,
હરિલાલ વાનજી ઠાકર,
હિતેચ્છુ પ્રેસ—કરાંચી.

॥ श्री गांधी महात्माय नमः ॥

# નગર કીર્તન.

વન્દે માતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્.
શુભ્રજ્યોત્સના પુલકિતયામિનીમ્,
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્,
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્,
સુખદામ્ વરદામ્ માતરમ્
ત્રિંશત્કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે,
દ્વિત્રીંશ કોટિ ભુજૈર્ધૃત ખરકર વાલે !
કે બલે મા ? તુમિ અબલે !
બહુબલ ધારિણીમ્ નમામિ તારિણીમ્;
રિપુદલ વારિણીમ્ માતરમ્.

તુમિ વિદ્યા તુમિ ધર્મ; તુમિ હૃદિ તુમિ મર્મ,
ત્વમ્ હિ પ્રાણાઃ શરીરે.
બાહુતે તુમિ મા શક્તિ;
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઇ પ્રતિમા ગડિ મન્દિરે મન્દિરે

ત્વં હિ દુર્ગા દશપ્રહરધારિણી;
કમલા કમલદલ વિહારિણી,
વાણી વિદ્યાદાયિની નમામિ ત્વાંમ્
નમામિ કમલામ્ અમલામ્ અતુલામ્

સુજલામ્ સુફલામ્ માતરમ્! વન્દે માતરમ્
શ્યામલામ્ સરલામ્ સુસ્મિતામ્ ભૂષિતામ્
ધરણીમ્, ભરણીમ્ માતરમ્ ! વન્દે માતરમ્ !

## એક શબ્દ વન્દે માતરમ્.

શુદ્ધ સુંદર, અતિ મનોહર, મંત્ર વન્દે માતરમ્.
મૃદુલ સુખકર, દુઃખહારી, મંત્ર વન્દે માતરમ્.—
મંત્ર યહ હૈ, તંત્ર યહ હૈ, જંત્ર વન્દેમાતરમ્.
સિદ્ધિ દાયક, બુદ્ધિ દાયક, એક વન્દેમાતરમ્.
ઓજમય, બલ કાંતિમય, સુખ શાન્તિ વન્દેમાતરમ્.
મતિ પ્રદાયક, અતિ સહાયક, મંત્ર વન્દેમાતરમ્.—
હરઘડી, હરબાર હો, હરનામ વન્દેમાતરમ્.
હરદમ હમેશાં બોલીએ, ગુરૂમંત્ર વન્દેમાતરમ્.—
જપીએ નિરંતર, શુદ્ધ મનસે, મંત્ર વન્દેમાતરમ્.
સોતે સમય, ખાતે સમય, કલગાન વન્દેમાતરમ્.
આઠોં પહર દીલમેં રહે, મૃદુતાન વન્દેમાતરમ્.—
મુખસેં હૃદયસે રાત દિનહો, જાપ વન્દેમાતરમ્.
તેગસે શિરભી કટે, ભૂલો ન વન્દેમાતરમ્.
મૌત કી ઘડીઆં ગુંજાદો, નાદ વન્દેમાતરમ્.—
જેલમેં હો તો જપો, શુભ જાપ વન્દેમાતરમ્.
બેડીયાં ઝંકાર દે શુભ, તાન વન્દેમાતરમ્.—
બન્દુક ગોલી તોપકી હૈ, આડ વન્દેમાતરમ્.
તેગ બરછી કે લિયે હૈ, ઢાલ વન્દેમાતરમ્.—
કર્ણકા દઢ કવચ હૈ, એક શબ્દ વન્દેમાતરમ્.
વિશ્વ વિજયી, શત્રુ વિજયી, મંત્ર વન્દેમાતરમ્.—

## બલિદાન મેં ચઢાઉં

અય માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણમે લાઉં.
માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જીવ્હા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. અય૦-

જિસસે સુપૂત ઉપજે શ્રી રામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલીકો મૈં, નિજ શીષપે ચઢાઉં. જય૦—
માની સમુદ્ર જીસકી, ધૂલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. જય૦—
વે દેશ માન વાલે, ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે, તુજકો હી એક પાઉં, જય૦—
સેવામેં તેરી સારે, ભેદોંકો ભૂલ જાઉં,
વહ પૂણ્ય નામ તેરા પ્રતિદિન સુનુ સુનાઉં. જય૦—
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં. જય૦—

## મંગળ પ્રિય જન્મભૂમીનું ગજાવીએ

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ૦—
ભાગીરથ સમ વિરલવીર, ભારતી સુભટ સુધીર;
ઉર સમુદ્ર ને હિમાલયે ઉછાળીએ ....જય મંગળ૦
જનની અંક ઝૂલીએ, ઝનુની રંગ ઝીલીએ;
આત્મબળ ઉજાશથી બધું ઉજાળીએ....જય મંગળ૦
સત્ય અર્થે સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો;
વીર ધર્મથી ધરા સદા ધ્રૂજાવીએ....જય મંગળ૦
સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઇ પ્રવૃત;
ધુર્માએ ઝઝુમી જંગ તો મચાવીએ....જય મંગળ૦
ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખાડીએ;
દોરને દમામ દેશનો જમાવીએ.....જય મંગળ૦
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃતિ યજ્ઞ યોજીએ;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ?....જય મંગળ૦
માતદીન દુભાય છે, સપુત! પીડા પિછાનીએ;
દુઃખ દિપાવીએ, ઉમંગને વધાવીએ....જય મંગળ૦
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ;
આત્મ ભાવથી બધું પ્રભુમય પિછાનીએ....જય મંગળ૦

## હિન્દોસ્તાં હમારા.

સારે જહાંસે અચ્છા, હિન્દોસ્તાં હમારા,
હમ બુલબુલે હૈ ઉસકી, વોહ ગુલિસ્તાં હમારા.

ગુરબતમેં હો અગર હમ, રહતા હૈ દિલ વતનમેં;
સમઝો વહીં હૈં હમભી, દિલ હો જહાં હમારા.

પર્વત જો સબસે ઉંચા, હમસાયા આસમાંકા;
વહ સંતરી હમારા, વહ પાસબાં હમારા.

ગોદિમેં ખેલતી હૈં, જિસકે હજારો નદિયાં;
ગુલશન હૈ જિનકે દમસે, રશ્કે જિના હમારા.

અય આબે રોદે ગંગા, વહે દિન હૈ યાદ તુઝકો;
ઉતરા તેરે કિનારે, જબ કારવાં હમારા.

મજહબ નહીં શીખાતા, આપસમેં બૈર રખના;
હિન્દી હૈ હમ વતન હૈ, હિન્દોસ્તાં હમારા.

યુનાનો મિસ્રો રૂમાં, સબ મિટ ગયે જહાંસે,
અબ તક મગર હૈ બાકી, નામો નિશાં હમારા.

કુછ બાત હૈ કિ હસ્તી, મિટતી નહીં હમારી;
સદિયોં રહા હૈ દુશ્મન, દોરે જમાં હમારા.

ઇકબાલ કોઇ મરહમ, અપના નહીં જહામેં;
માલૂમ કયા કિસીકો, દર્દે નિહાં હમારા.

ઇકબાલ—



# કુછ કર્મ કરના શીખ લો.

**આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;**
**દેશ પર અરૂ જાતિ પર હંસ હંસ કે મરના શીખ લો.**
મારનેકા નામ મત લો પહેલે મરના શીખ લો;
મીસ્લે આયર્લેંડ દબકર ફિર ઉભરના શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે;
તૈર કર તો રક્ત સાગરસે ઉતરતા શીખ લો.
ફિર જલા દોગે સકલ સંસારકો ક્ષણુ માત્રમેં;
દેશ દુઃખકી આગમેં પર પહેલે જલના શીખ લો.
જેલયાત્રાકે લિયે દિનરાત ઉત્સાહિત રહો;
કૃષ્ણુ–જન્મ–સ્થાનમેં નિર્ભય વિચરના શીખ લો.
દેખના હૈં દશ્ય ભારત વર્ષમેં યદિ સ્વર્ગકો;
દેશકા તો પ્રાણુ પનસે દુઃખ હરના શીખ લો.

**સ્વામી સત્યદેવ—**

# શરફરોશીકી તમન્ના.

**સરફરોશીકી** તમન્ના, અબ હમારે દિલમેં હય
**દેખના** હય જોર કીતના બાજુએ કાતિલમેં હય ?
રહરવે રાહે મુહબ્બત ! રહ ન જાના રાહમેં—
લજ્જતે સહરા નવર્દી દુરિયે મંઝિલમેં હય.
આજ ફીર મકતલમેં કાતિલ કહ રહા હય બાર બારઃ-
"ક્યા તમન્નાએ શહાદત ભી કિસીકે દિલમેં હય ?"
અય શહીદે મુલ્કો મિલ્લત ! મંચ તેરે ઉપર નિસારઃ
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગયરકી મહફિલમેં હય !
વકત આને દે ! બતા દેંગે તુઝે, અય આસમાં ?
હમ અભીસે કયા બતાયે ? કયા હમારે દિલમેં હય ?
અબ ન પહલે વલવલે હૈ, ઔર ન અરમાનોંકી ભીડ,
સિર્ફ મિટ જાનેકી એક હસરત હમારે દિલમેં હય !

## હમ કુછ ન કુછ કર જાયેંગે

ભારત હમારા દેશ હૈ, હિત ઉસ્કા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણુ હમ પર હૈ બહુત,
ઉસકે મિટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારતકે દુઃખ પ્રદ અવનતિપર, કયોં ન અશ્રુ બહાવેંગે,
ઉસકે હટાને કે લીયે હમ, કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિ કે માર્ગમેં, હમ કુછ ન કુછ કર જાયેંગે.
સંસારકે ઉદ્ધાર હેતુ કૃષ્ણુ જન્મે જેલમેં,
તો ફીર ભલા હમ કયું ડરેંગે, કુછ ન કુછ કર જાયેંગે.
ચાહે કિતને કષ્ટ હમકો, કયોં ન હો ઉસકે લીયે,
સબ સહેંગે મર મિટેગેં કુછ ન કુછ કર જાયેંગે.

---

## દિન ભી ફિરને વાલા હૈ.

હમેં વિશ્વાસ હૈ ભારતકા, દિનભી ફિરને વાલા હૈ,
હમારે આજ બચ્ચાંને ભી હોશ અપના સમ્ભાલા હૈ.
હમે વિશ્વાસ૦-

બહુત દિન હો ચુકે હમકો, અંધેરી રાતમેં સોતે;
મગર જલદી હી પરદા આંખોંકા અબ હટને વાલા હૈ.
હમે વિશ્વાસ૦-

ભંવર ઘબડાતા હૈ કયોંકર, બસ અબ થોડાહી બાકી હૈ,
નિકલ આયા હૈ સૂરજ અબ કમલ ભી ખિલને વાલા હૈ.
હમે વિશ્વાસ૦-

મલેંગે હાથ યહ સુનકર, બિચારે તંગ દિલ વાલે;
સુનહલે બાદલોં સે આસમાં યહ ઘિરને વાલા હૈ.
હમે વિશ્વાસ૦-

જિગર હો જાયગા રોશન, અંધેરા બે નિશાં હોગા;
મિલેગા ખુદ બ ખુદ 'માધો', જો તુમકો મીલને વાલા હૈ.
હમે વિશ્વાસ૦-

## મધુર બીણા સુના રહી હે.

જનનિ ભારત આજ હમકુ મધુર બીણા સુના રહી હે;
સ્વતંત્રતાકા રાગ ગાકર, માનો અમૃત પીલા રહી હે.
જનનિ ભારત આજ હમકુ૦-
સેંકડો વર્ષોસે હમ થે, ભાગ્યહી કે ફેરમે;
ઉસકી નિર્ભરતા છોડાકર, સ્વાવલંબન શીખા રહી હે.
જનની ભારત આજ હમકુ૦-
થા નિરાશાકા ભયાનક, ભૂત જો હમ પર ચઢા;
રાષ્ટ્રકે સંગીત બલસે, શીઘ્ર ઉસકો ભગા રહી હે.
જનની ભારત આજ હમકુ૦-
ફીર ભલામેં દીનતાકે, શબ્દ કૈસે કહ સકું ?
જબકી માતા મીઠે સ્વરસે, શકિત મન્ત્ર પઢા રહી હે.
જનની ભારત આજ હમકુ૦-

## રણુ ચઢયા કે ધુમવું ધુમવું !

એકવાર મેદાન પડયા રણુ ચ્હડયા કે ઘુમવું ઘુમવું !
અંગત્ર રંગિત ઉમંગથી શિરશત્રુ ઝઝુમવું ઝઝુમવું !
શૂરા સામદ હો ! એકવાર૦
શરમ શાનિ સ્વદેશ સેવામાં ? મુરવત્ ત્યાં કામની શી ?
પ્હેલ પેલો કરે, પ્હેલ બીજો કરે, એ આશા કામની શી ?
શૂરા સામદ હો ! એકવાર૦
હવે મુકયા ઘરબાર પછાડી, પ્રિયજન પાછળ મૂકયા;
જગત જંજાળથી આગળ ચાલ્યા, સ્વર્ગ રણાંગણ ઢૂકયા,
શૂરા સામદ હો ! એકવાર૦
હાથીના દંતુશળ ઉજવળ, નિકળ્યા શું પાછા પેસે ?
એક વાર પગ રોપ્યો રણે તે હઠી શું અપજશ લેશે ?
ના, ના, શૂરા હો ! એકવાર૦

ભલે ભગીરથ પ્રયત્ન કરવો! ભારતરણ ભલે તરવું!
રણુયજ્ઞે આ દેહની આહુતિ, દેવી તે મરવું ઉગરવું!
શૂરા સામદ હો! એકવાર૦
નક્ષત્રિય પૃથ્વી શા માટે, પરશુરામે કીધી?
તો અમ રૂધિર ગળત હૈયાની, મૈયાની રજા લીધી!
શૂરા સામદ હો! એકવાર૦
શું ન છુઘાં? નથિ રેહુસ્યાં? આપણાં કુમળાં બંધુ બિચારાં!
વ્હેમ યવન એ લોહીનો તરસ્યો, ભક્ષે ન સાંજ સવારાં!
શૂરા સામદ હો! એકવાર૦
બ્રહ્મ થવા કૌશિક શું? "સૌ સરખા લહેવાવા"
ગૌતમ બુદ્ધ ઘુમ્યા હરિ ત્યારે ઘુમે ન ભુમિ છોડાવા!
શૂરા સામદ હો! એકવાર૦

---

## યા હોમ કરીને પડો.

બહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો ફતેહ છે આગે.
કેટલાક કર્મો વિષે ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે.
હુજી સમય નથી આવીઓ, કહી દીન ગાળે,
જન બ્હાનુ કરે નવસરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઇ બળ લાગે..................યા હોમ૦
સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પર સિદ્ધ નિજ વચને;
સાહસે ઇંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગ્ત સહુ જાણે.
થઈ ગઈ જગમાં મર્દ હક નીજ માગે............યા હોમ૦
સાહસે કોલંબો ગયો નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો પોપના સ્હામા,
સાહસે સ્કોટે દેવું રે વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાણે..........યા હોમ૦

## કદિ નહિ હારના.

કદિ નહિ હારના, ભાવે[1] સાડી[2] જાન જાવે,
અસિ[3] નહિ હારના, ભાવે સાડી જાન જાવે.
બિજલી તે અગ[4] કોલોં[5], પાની તુફાન કોલોં
નહેરી[6] ભુચાલ[7] કોલોં—કદિ૦
તોપ તલવાર કોલોં, ગોલીયાંદી માર કોલોં,
ખંડેદી[8] ધાર કોલોં—કદિ૦
કુર્કી[9] નિલામી[10] કોલોં, સખત કલામી[11] કોલોં
ફાંસી કાલે પાની કોલોં—કદિ૦
દીન ઇમાન નાલ[12], ધર્મ જ્ઞાન નાલ,
મર્દાદી જવાન નાલ—કદિ૦
માઝેદી[13] જોર નાલ, માલવેદે[14] શોર નાલ,
સોહણીયાં દે[15] બોલ નાલ—કદિ૦
ધન્ની[16] પોઠોહાર[17] નાલ, સંદલી[18] બાર નાલ
ઝંગ સિયાલ નાલ—કદિ૦
રામ દે[19] પ્યાર નાલ, શાંતિ શબર નાલ,
રબ્બ[20] સચ્ચિયાર[21] નાલ—કદિ૦

રામભજ ચોધરી

૧ ભલે ૨ આપણી ૩ આપણે ૪ આગ ૫ થી ૬ વટોળીઓ ૭ ધરતીકંપ ૮ ખડગ ૯ જપ્તી ૧૦ લીલાઉથી વેચાણ ૧૧ બોલ ૧૨ ની સહાય લઇને ૧૩ અમૃતસરનો એક ભાગ ૧૪ લુધીઆના ૧૫ સુંદર સ્ત્રી પુરુષો ૧૬ જેલમ ૧૭ રાવલપીંડી ૧૮ આ નામનો કોઇ પુરુષ થઇ ગયો તેનો ઇલાકો ૧૯ નો ૨૦ ઇશ્વર ૨૧ સાચો.



## કુઝુલ કત્લકી દેતાહે ધમકીયાં સઇયાદ

ઉજાડકર મેરા ગુલ્શનસે આશીયાં સઇયાદ,
રહેગા તુભી ન દુનિયામેં શાદમાં સઇયાદ,
સંભલ કે ગિરતી હેં અબ તુઝપે બિજલીયાં સઇયાદ,
ગઇ હે આહે રસા સુએ આસમાં સઇયાદ;
ઝબાને હાલસે કુછ તુ હમેંભી કેહને દે,
ગલા ન ઘોંટ, જરી ખોલ ઉંગલીયાં સઇયાદ;
વફા શિઆર રહે, તેરે જાંનિસાર રહે,
ઇસ આસપર કે તુ હે અપનાં કદ્રદાં સઇયાદ;
કરમકે બદલે જો હોતા હેં અબ સીતમ હમપર,
યહી થા કૌલ તેરા ? થી યેહી ઝબાં સઇયાદ ?
સિલા વફાકા તેરે દરસે યે મિલા હમકો,
કે આજ લુટાતા હે હસ્તીકા કારવાં સઇયાદ ?
કુસુર કિસ્કા હે ખુદ સોચ લે ઝરા દિલમે,
ઝમાના કિસપે ઉઠાતા હે ઉંગલીયાં સઇયાદ ! !
કુછ અપને વકતકીભી યાદગાર રેહને દે
મિટે હુવેંકા મિટાતા હે કયું નશાં સઇયાદ ! !
યે યાદ રખકે ખુદાકોભી મુહ દિખાના હે,
સિતમ તો જો તેરા જી ચાહે કર યહાં સઇયાદ,
ખુદા કરે ન ફલે નખ્લે આરઝુ તેરા,
મિટાએ ગુલ્શને હિસ્તી હવા ખિઝાં સઇયાદ;
વો દિન ગએ કે હમેં ઝિંદગીકી હસરત થી,
કુઝુલ કત્લ કી દેતા હે ધમકીયાં સઇયાદ ! !
ગઝબકી હેં તેરી જાદુ બયાનીયાં "કયસર,"
કે અપની ભુલ ગયા નસતરાનીયાં સઇયાદ.



## અમને નહિ તાબે કરે.

શમશેર સારી ખલ્કની, અમને નહિ તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે
નહિં તુચ્છ શસ્ત્રે ગાભરે....શમશેર૦
મહાયજ્ઞ છે અમ આદર્યો, પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો હોમીશું અમ જાતને....સમશેર૦
લાંછન ગુલામી શીર લઈ, પાળ્યા પશુ સમ જગ ફર્યા;
આંખો અમારી છે ખુલી, બસ ધોઇશું સૌ પાપને....શમશેર૦
પર તેજથી નહિ ભડકશું, પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે, અમ હિન્દીની તાકાતને....સમશેર૦
વસન્ત વિદોહી

## ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત ગણાયે
ગાંધીનું ગુજરાત!
ગુર્જર દેશે વિરલ મૂર્તિએ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રકટે જોતાં એની જમાત
જેમાં સાચા સાધુઓ ભ્રાત.
ગાંધીનું ગુજરાત—
સાબરમતીના સુન્દર તટપર પ્રકટયું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી સુર સુણી સહુ જાત;
કરે મીઠી ઐક્યની વાત.
ગાંધીનું ગુજરાત.—
દેશ ભકિતને રાજ્ય ભકિતની સાચે સાચી વાત,
નિર્ભયતાને સત્ય વચનની શિક્ષા દઇ ત્હેં તાત;
બનાવ્યું નવું ગુજરાત,
ગાંધીનું ગુજરાત.—
શાયચુરા

## જગાવો ભારતને કીરતાર!

જગાવો ભારતને કીરતાર!
રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર;
મુગ્ધ બને જેના શાસનને જોઇ, વિશ્વ-સંસાર.
જગાવો ભારતને કીરતાર.—
દે બળપ્રેરક બળિભદ્ર વીર, થવા સ્વદેશોદ્ધાર;
ક્ષુધા, તૃષા ઉર તાપ ટળીને પીગળે જીવન ભાર.
જગાવો ભારતને કીરતાર.—
ધનિક જાગે, કોવિદ જાગે, જાગે ખેતીકાર;
જાગે જનની, બાલ બાલિકા, સજે સ્નેહ, કલ્યાણ.
જગાવો ભારતને કીરતાર.—
ભારત ખંડના ભ્રમિત ભેદો, ભેદી, સરજન હાર!
સમસ્ત હિન્દી કરે ઐક્યથી સ્વરાજ પદ સંચાર;
પ્રભો! અમ સ્તુતિનો આસાર.
જગાવો ભારતને કીરતાર!

કેશવ શેઠના.

## હોકર નીસારે કોમ મેરી આબરૂ રહે

મુલ્ક કે ખાતિર અગર દુનિયામે યેહ તકસીર હો
હાથમે હો હથકડી ઔર પાઉંમે જંજીર હો
આંખો કે ખાતિર તીરહે મીલતી ગલે શમશીર હો
ભલે ફાંસી ગોલે યા મઔત દામનગીર હો
મરકરભી મેરી જાનપર ઝહમત ખીલા તાખીર હો
મેરી ખાતિર ખાસકર દોઝખ નયા તામીર હો
ઇસસે બઢકર ઔર દુનિયામે ગર સો ઝેર હો
મન્જુરહો મન્જુરહો મન્જુરહો મન્જુરહો
હોકર નીસારે કોમ મેરી આબરૂ રહે
મરકર જો ફીર જીઉં તો યેહી આરજુ રહે

ખિદમતમે અપની કોમકે ગર મઓાત હો નસીબ
બાકી ન મએ રહું ન મેરી આરજુ રહે
મીટકર બડાઉ હિંદ તુઝે અયસે અર્શપર
જીસ સીમ્ત ઉઠે નજર બસ તુંહી તું રહે
પહેનો ગાઢા ઓર ખદ્દર ચહાતે હો ગર સ્વરાજ
હિંદકી આરજુ યેહુ ઓરભી પએગામ હય
ગર સમજતે હુએ ઇસે જો હુએં પૈદાએ મુલ્ક કોમ
જેલકી હરએક મુસીબત બાઇસે આરામ હય.
તૌક ગરદનમે પડિ હો પાઉંમે જંઝીર હો
જેલહી મે સબસે બડકર આજકલ આરામ હય.

કૃષ્ણકાન્ત માલવીયા

## અમે તો ભરત ભૂમિના બાળ.

અમે તો ભરતભૂતિના બાળ,
અમોને કેવળ એ પર વ્હાલ;
નિરંતર કેવળ એ પર વ્હાલ.
સ્વર્ગસમી પર ભૂમિ સુન્દર ભલે રસમાં રમનાર.
અમ અંતરમાં એને તેજે પળભર નહિ ચમકાર;
અમે તો ભારતભૂમિના બાળ.—
રંક ભલે રડી માત અમારી તદપિ તે અમ પ્રાણ,
હૈયા ગેલ સલૂણા દેતી શીખવે ઉન્નત ગાન;
અમેતો ભરતભૂમિના બાળ.—
અવર ભૂમિની ભૂરકીમાં નહિ ભારત અમ ભૂલનાર;
પરમાતાના લાડ લૂખેરા તે શું દુઃખ દળનાર;
અમે તો ભરતભૂમિના બાળ.—
અનેર વ્રત કંઇ અમે ઉજવીશું ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભારત હસાવી જગવીશું જયકાર;
અમે તો ભરત ભૂમિનાં બાળ.—

વસન્ત વિનોદી

## હિન્દનું પ્રભાતિઉં.

ઉઠ તું, ઉઠ તું, હિંદ જો પૂર્વમાં
ભંગના ભંગનો રંગ લાગ્યો,
અરૂણુ ઉદય થયો રંગ બદલી ગયો;
ઘોર અંધારનો તોર ભાગ્યો.
ઉઠ તું, ઉઠ તું,
પ્રાચી પીળી થઇ, રાતતો વહી ગઈ,
ખિન્ન ચકોરને ચંદ્ર ભાસે;
ઉડુ સંતાય છે, ઘુડ ઘભરાય છે,
પાણીનાં પોયણાં વિરહ ત્રાસે
ઉઠ તું, ઉઠ તું,
હંસ જો જાગીઆ, કામમાં લાગીઆ,
જંગ જાપાનમાં જો મચાવે;
પેખ ઉદય ગિરિ દ્રષ્ટિ ઉંચી કરી,
સૂર્ય ધીમે ધીમે આમ આવે.
ઉઠ તું, ઉઠ તું,
નાગેશ્વર

## મનુષ્યો સર્વ સરખાં છે.

સજેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે.
નથી કોઈ ઉંચ કે નીચાં, જીવન તો સહુનાં સરખાં છે.
પ્રભુજીની જગતવાડી, તણાં ફુલડાં સહુ જીવો;
સુગંધીથી ભરેલાં સૌ, સમજીએ તોએ સરખાં છે.
વિષય આ વિશ્વનો વાયુ, કરે જીવ ક્રોધીને ઘેલાં.
ન મનહર દોષ માનવનો, સકળ આત્માઓ સરખા છે.

જબ તુમ આયે જગતમેં, લોક હસે તુમ રોય.
એસી કરની કર ચલો, તુમ હસે જગ રોય.

## પુજન તમારૂં થાય છે!

આવો! અમારા દેશમાં પૂજન તમારૂં થય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે.—આવો૦
જેણે ફકીરી આદરી, પરમાર્થ જેનો સ્વાર્થ છે.
તે સત્યવાણી અભય વરદા એકલો પૂજાય છે.——આવો૦
જેનું હૃદય ધડકી રહ્યું, નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે.—આવો૦
જેણે ગણ્યું આ જિવિત સરખું, તુચ્છ પર દુ:ખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે.—આવો૦
જેને હજારો દુ:ખ દેશની, અર્થ પુષ્પ સમાનતે,
એ પુષ્પના ભર ગુચ્છની, મૃદુમાળમાં મ્હેકાય છે.—આવો૦
તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદીરે,
જ્યાં હિંદના હીરા તણું છે આદર્યું પૂજન અમે.—આવો૦
કુંકુંમ ભર્યે પગલે પધારી, આંગણું પાવન કરી,
અમ ગરીબ જનના હૃદયને અભરે ભરો અમીધારથી-આવો૦

મગનભાઇ પટેલ

## રૂડો મારો રેંટીઓ...... હોજી

ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે, રૂડો મારો રેંટીઓ....હોજી.
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર
ધીરો ધીરો ચાલે રે મીઠો મીઠો ગાજે રે
રૂડો મારો રેંટીઓ હો..............................જી.
ત્રાક રૂડી પંખા રૂડા, ઉજવળ તેનો નાદ;
ઉજવળ પુણી ઓપતી, ઉજવળ મ્હારા હાથ.
દેશે મ્હારા દેશને, ઉજવળ ઉજવળ સાથ.
દુ:ખો સહુ હરતો રે, અભય પણે ફરતો રે,
રૂડો મ્હારો રેંટીઓ હો..............................જી

## કૃતઘ્નિ કોણ છે એવા ?

અરે સંસારમાં નરનાર કૃતઘ્નિ કોણ છે એવા ?
ન પ્રીતે મુખથી બોલ્યા, "અમારી જન્મભૂમિ આ"
"અમારો દેશ પ્યારો આ" ન ભાવો અંતરે એવા,
વડાઇ દેશની ઝાઝી સૂણીના ઉઠતા ગાજી,
ન થાતા ચિત્તમાં રાજી હશે કો મૂઢ નર એવા.
અરે એવા જીવે તો શું? અને એવા મરે તો શું ?
વૃથા ભૂભાર જાણું હું, જગતને દુઃખ છે દેવા,
ભલે તે હો મહારાયા, ભલે પંડિત લેખાયા;
ન તેને દેશમાં માયા, ગણાશે જાનવર જેવા,
કવિ તે નામ નહિ ગાશે, મરણથી શોક નહિ થાશે.
હતા કે ના વિસારાશે, જશે ઠાલા હતા જેવા.
મળો ફિટકાર લાખોના, પડો તે ધૂળ જીવનમાં;
નહિં જે ભક્ત જનનિના, ન ધારી દેશની સેવા.
અતિ ઉપકાર છે જેના, ન ટાળે દુઃખરાં તેનાં
ખરે એવા હરામીનાં, પ્રભાતે નામ નવ દેવાં.

હરિશંકર વિદ્યાર્થી

## "તહીં આ શિર ઝુકે છે."

જહાં નિજ સ્વાર્થના બંધો તૂટયા, જ્યાંહે ફકીરી છે;
સ્વીકારી સેવના જેણે તહીં આ શિર ઝૂકે છે.
ચહે જે સાચને દિલથી મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે તહીં આ શિર ઝૂકે છે.
ગણે ના ખોફ સન્તાનો ગણે ના જે સ્તુતિનિંદા;
ઝુકે જે લોકના હિતે તહીં આ શિર ઝૂકે છે.
ભભૂકી દીનના દુઃખે જીગરમાં હોળીઓ જેને;
મથે એ લ્હાય બુઝવવા તહીં આ શિર ઝૂકે છે.
વિરોધી ને વિપત્તિનાં હજારો બંડની સામે;
સમરમાં કેશરી ગાજે તહીં આ શિર ઝૂકે છે.

પ્રજાને દેશની કીર્તિ તણી જેને ખુમારી છે;
ઉજાળે જન્મભૂમિને તહીં આ શિર ઝૂકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન આપે આહુતિ સહુની;
બિરદ મર્દનું ધારે તહીં આ શિર ઝૂકે છે.
ગણ્યું ઘર દેશને જેણે કુટુંબી દેશીઓ માન્યા;
વહાવી પ્રેમની ધારા તહીં આ શિર ઝૂકે છે.
વિભૂતિ દેશને ચરણે ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની જીવનની તહીં આ શિર ઝૂકે છે.

કલ્યાણજી

## સુણો દઇ ધ્યાન પરદેશી !

નથી જાગ્યા ફરી સૂવા, સૂણો દઇ ધ્યાન પરદેશી!
ઘણું ઊંઘ્યા ઘણું ઘોર્યા, નથી રહેવું હવે બેસી.
ઘણા ખાધા અમે ખત્તા વધારે ના હવે ખાવા,
હમે જાગ્યા ફરીથી તે, નથી કૈં આમ સૂવાના.
બનીને અંધ સ્વાર્થેથી, ન લાંબે કંઈ હમે જોયું,
કરી યુદ્ધો પરસ્પરને, બધુંયે હાય! હા! ખોયું.
હવે તો સંપથી રહેવું, હવેના ભાઇથી લડવું,
જગાવી દેશનું ચેતન, હવે તો એક છે બનવું.
હવે સમજ્યા: "હમારૂં છે હમારા હસ્તમાં ભાવિ"
નથી સ્વાશ્રય વિના કોટી હમારી ઉન્નતિ થાવી.
અમોને શીખવ્યા પાઠો, તમોએ દેશ સેવનના,
શકો ખાળી પ્રવાહો શું, હવે રાષ્ટ્રિય ચેતનના.
ધરીશું "ધર્મ જ્યાં જય ત્યાં" મહા એ મંત્ર તો ચિત્તે,
કરીશું કામ કંઇ એવાં, જગત જોઇ સહુ રહેશે.
હમારો ધર્મ્ય છે હેતુ, પ્રભુ વહારે જરૂર ધાશે,
હમારા ભાવિમાં શ્રદ્ધા, અને આશા અમોને છે.

ચન્દ્રશંકર

## એ દિવસ ક્યારે આવશે ?

એ દિવસ ક્યારે આવશે ?
ભારત જનો ભેગા થઈને, જન્મ સિદ્ધ હકક માગશે ?
એ દિવસ ક્યારે આવશે ?

હિન્દુ, મુસલમીન, પારસી, ખ્રિસ્તી અને બીજા બધા;
ભિન્નતાના ભેદ ભાગી, હાથે હાથ મીલાવશે ?
એ દિવસ ક્યારે આવશે ?

પુરાણુને કુરાનમાં, તત્વો લખ્યાં જે ધર્મનાં,
સમજી, ઉતારી હૃદયમાંહી, ભ્રાતૃભાવ વધારશે !
એ દિવસ ક્યારે આવશે ?

'માગ્યા વિના દેનાર નહિ' એ સુત્ર છે આ લોકનું
ભાગ્યને ભુલી જવાનું, સર્વ ક્યારે શીખશે ?
એ દિવસ ક્યારે આવશે ?

મ્હારૂં ત્હારૂં મૂકી દઈને, દેશનું ગણવા સદા;
આત્મભોગી વીર પુરૂષો, પૃથ્વી માંહી પાકશે ?
એ દિવસ ક્યારે આવશે ?

ક્લેશ ને કજીઆ બધા, કોરટ વિના ચુકાવશે;
સાચા જનોની શીખ માની, ન્યાય મારગ ચાલશે.
એ દિવસ ક્યારે આવશે ?

ભારત જનો ભેગા થઈને, જન્મસિદ્ધ હકક માગશે ?
આચરી અસહકાર અંતર, સત્યપંથે ચાલશે;
સ્વરાજ યજ્ઞે દેહ ગાળે, સ્વરાજ ઘેરજ આવશે.
એ દિવસ સત્વર આવશે.

જગન્નાથ.—



## ભારત માતા.

એ મેરી જાન ભારત તેરે લિયે યે સર હો,
તેરે લીયે હી જર હો, તેરે લીયે જીગર હો
હિચકૂં ન તેરી સેવાસે મેરી જાન ભારત,
ગર્દન પૈ મેરી રકખા સમશેર યા તબર હો,
ગમ જાનકે લિયે ભી મુઝકો કભી ન હોગા,
ભારત તેરે લિયે હી આતી યે કામગર હો.
હિમ્મતકા તેરી અખર ચમકે ફિર આસમોં પર,
સેવામેં તેરી માતા ગર જીન્દગી બસર હો.
"ભારત હી મેં સદા મૈં પેદા હું ઔર મરૂં મૈં,"
ઇશ્વર ન કુછ હો મનમેં યહ આરજુ મગર હો.
ગર દેશ હી કી સેવા હો પ્યારા ધર્મ મેરા,
પરમાત્માકી તો ફીર મેરી તરફ નજર હો.
જીવન સુફલ તભી બસ સમજેગા સાધુ અપના,
સેવામેં તેરી માતા સર મેરા ગર નજર હો.

---

## ગાંધીએ બતાવ્યો-રૂડો રેંટીઓ-

ગાંધીએ બતાવ્યો રે ભલો દીલ ભાવ્યો રે,
મારો રૂડો રેંટીઓ હોજી
એ રેંટીઆમાં લાભ છે અપરં પાર-ગાંધીએ.
હિંદભુમીમાં નીપજે, જ્યાં ત્યાં ખુબ કપાસ
લોઢીને રૂ કાંતતાં, આવે પરમ હુલાસ
પછી એને પીંજીરે, બરાબર વીંઝીરે;
સારી વળે પુણીઓ હોજી.-એ રેંટીઆ.
પુણી લઈને હાથમાં કાંતુ સુતર નીત્ય
હાથેથી ઝંઝણાવતાં, ગાઉ દેશનાં ગીત
પુરી દેશદાઝે રે, સ્વરાજને કાજે રે,
ફેરવું હું તો ફીરકી હોજી.-એ રેંટીઆ.
વિદેશી કાપડને વિષે, જાય કરોડો દામ
એ સઘળાને બચાવવા, ઉલટ છે અભીરામ

તેથી હાથે કાંતુ રે, હઈયું મદમાતું રે,
થાતું રૂડી નેમથી હોજી—એ રેંટીઆ.
શુભ સુતરને તાંતણે, સ્વરાજ્ય લેવા માટ
મહાત્માશ્રી ગાંધીજીએ, ઘડયો રૂપાળો ઘાટ
નમું નમું ગાંધીરે, સ્નેહ દોર સાંધીરે
પંચે પુરા પ્રેમથી હોજી—એ રેંટીએ.

## વિજય નિશાન ભારતનું

હમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું,
ઉઠાવી ધર્મધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું,
ધરી છે શીલની શેલી, ચડાવી જ્ઞાનની કફની
વિરક્તિ દંડ શિર મેલી, ઝિલીશું તાન ભારતનું.
જગાવી કષ્ટની હોળી, ઉઠાવી ઇષ્ટની ઝોળી;
જમાવી સંતની ટોળી, ભરીશું ભાન ભારતનું
ગયું જે જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું;
ભુલાયું વિશ્વ આ સઘળું, સ્વિકાર્યું જ્ઞાન ભારતનું.
તજીછે લોકની લજ્જા, તજી છે શાંત સુખ સજ્જા;
હમારા માંસને મજ્જા, કર્યું કુરબાન ભારતનું.
નથી ધન માનની ઇચ્છા, નથી સંસારની વાંચ્છા;
નથી સુખ ભોગ આકાંક્ષા, ચહ્યું સન્માન ભારતનું.
હૃદયમાં પ્રેમ લય જાગી, સમાધી લક્ષમાં લાગી;
હમે ત્યાગી વિરાગીએ, લગાવ્યું ધ્યાન ભારતનું.
નસોમાં લોહી ભારતનું, શરીરમાં અન્ન ભારતનું;
મુખે છે ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું.
હમારા જન્મનું સાર્થક, હમારા મોક્ષની સીડી;
હમારા સ્વર્ગને માટે, ચ્હડે વિમાન ભારતનું.
ગગનમાં નાચતો ઝુંડો, જગતમાં વ્યાપતું ચેતન;
જીવનમાં જાગતો આત્મા, વિજય નિશાન ભારતનું.

વસનજી ગણાત્રા.

## તો શું ?

ધરી મસ્તક પરે ટોપી, રૂડા રેંટીઆની ખાદીની
અગર દિલ ના થયું દેશી, ધરી યા ના ધરી તો શું ?
ભભકતાં ભાષણો આપ્યાં, સભાઓ બહુ ગજાવીને
ન ગાજ્યું દિલ સભા એવી, ભરી યા ન ભરી તો શું ?
અમુક સંસ્થા તણા નેતા, અમુક દેશ થયા મંત્રી
સહુ એ શુષ્ક જન શેવા, કરી યા ના કરી તો શું ?
શિખામણ ભાષણો કેરી, રહી સૌ ભાષણો સુધી
શિખામણ દિલમાં એવી, ઠરી યા ના ઠરી તો શું ?
થતાં મહાપુરૂષના દર્શન ટળી દિલમાંથી દુર્નિતી
જતાં તે-પાછી આવી જો, ટળી યા ના ટળી તો શું ?
ફરે જ્યમ ચક્ર ગાડાનું, વચન ત્યમ જાય જો ફરતાં
પ્રતિજ્ઞા વેવલી એવી, કરી યા ના કરી તો શું ?

માણેક

## ભલે હો ભિન્ન ભિન્ન અભિધાન

ભલે હો ભિન્ન ભિન્ન અભિધાન,
એક દેહના ભાગ અમે બે હિન્દુ મુસલમાન—ભલે૦
દેશભાવનું નામ કહો ક્યાં, જ્યાં છે સર્વ સમાન;
ઈશ્વર એકજ નામ ભિન્ન છે, રામ અને રહેમાન.
સર્વ ધર્મોનું એ ફરમાન—ભલે૦
સ્નેહનું કરો સદા સન્માન—ભલે૦
વેદ કુરાન તણાં છો ચાલે, સ્વતંત્ર ધર્મવિધાન;
હિન્દુ મુસલમાં છતાં અમારો, સ્વદેશ હિંદુસ્તાન,
અમો એકજ માના સંતાન—ભલે૦
અમારૂં બન્નેનું ભાવમાં ધ્યાન—ભલે૦
મત્સર મદિરા ત્યજી કરીશું, સ્નેહ સુધાનું પાન;
સુખ દુ:ખમાં એકત્ર રહી, મેળવશું મહીમાં માન.
એકતા કરશે અમ કલ્યાણ—ભલે૦
ભિન્નતા હરનારી છે પ્રાણ—ભલે૦

## એક કપરૂં પણ ? સ્વદેસી.

કપરૂં પણ પાળો રે, સ્વદેશ પ્રીતિ પાળો રે;
છે કોઈ એવા ઉગ્ર પ્રતાપી, કરે સંકલ્પ સવારે,
દિનભરમાં મુજ ભરતનું કરવું, કલ્યાણ આટલું મારે-
કપરૂં પણ પાળો રે.

છે કોઇ ટેકી નેકી એવા, સુતા પહેલાં વિચારે;
આજ શું કીધું દેશ સેવાનું, કાર્ય અલૌકિક ભારે-
કપરૂં પણ પાળો રે.

આપ મદદ વિણ કાંઈ ન સરસે, વિના સ્વબળ નહિ ફળશે;
એક મરણીઓ સોને ભારે, કાયર ક્રોડ રઝળશે-
કપરૂં પણ પાળો રે.

ધર્મ અર્થ મોક્ષ કામ માટે, પ્રથમ સુખાશ્રમ જોઇએ;
આધિ વ્યાધિ ઉપાધિ નિવારણ શાંત સમાધિએ સોહીએ-
કપરૂં પણ પાળો રે.

મારી ભૂમિ મારી ભૂમિ, એમ અહંપદ વચનો.
વદી વદી કૃતિ આચારતા શત જો, શો પરતંત્ર ભારતનો ?
કપરૂં પણ પાળોરે.

ભીમાર્જુન, પૃથુ, કૃષ્ણ, રામની ભૂમિ ભરત શું વંધ્યા;
નહિ, નહિ, હરિ ઘાયલ પણ સિંહણ કેશરી જનની અવંધા-
કપરૂં પણ પાળોરે.

સ્વ૦ હરિલાલ ધ્રુવ.



## " તમારી આત્મશ્રદ્ધા તો "

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની
તુટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં માર્ગ દઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાગર ને તમારા પત્થરો તરોર,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો, ન વાયુ–યાન પાસે. છે,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો તમારી આત્માશ્રદ્ધા તો.
હજારો રોગની જવાળા દવાના બૂંદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.
દિગંબર સાધુના ચરણે સિકંદર શાંહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના. તમારી આત્મશ્રદ્ધા તો.
જીગરની બાળહઠથી તો. વિઠોબા દુધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.
પ્રભુ પ્રહ્લાદને માટે, ચેલા વલોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
મદોન્મત સિંહ વ્યાઘ્રો તે ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.
ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રદ્ધા તો.
ઉભા રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

કલ્યાણજી વીઠલભાઈ.



## ના હઠવું ના હડવું

(પદ)

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણુ કહાડયું કે ના લટવું ના લટવું.
સમજીને તો પગલું મુકવું, મુકીને ના બ્હીવું,
જવાય જો નહિ આગળ તોયે, ફરી ન પાછું લેવું.—ડગલું૦

સંકટ મોટું આવી પડતાં મ્હોડું ન કરવું બ્હીલું;
કળેગળે ખુબ લડવું, પણ ના કરવું ફરવા ઉંચું—ડગલું૦

જ્યાં ઉભા ત્યાંચોંટી રહીને વચન લેવું સબળું;
આગ પડો કે પૃથ્વી ફાટો તોય ન ફરીયે નબળું—ડગલું૦

ફતેહ કરીને આગળ વધશું અથવા અહીંઆં મરશું
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું—ડગલું૦

તજી હામને ઠામ મુકવા, ખુણા જેકો ખોળે
ધિઃક કાયર તે અપજશરૂપી ખાળકુંડીમાં બોળે—ડગલું

નાશી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહી કહાડે;
બ્હીકણ બાયલા નામર્દાઓ નામ મળે ઉપાડે—ડગલું

શુરવીર તે જશનો લોભી, હિંમત મદીરા પીચે;
ઉમંગથી તે ધસી વધે વા ખુબ ટકાવી રાખે—ડગલું

ભણીગણી જન પુખ્ત વિચારે પાયો નાંખે મજબુત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબુત—ડગલું

નર્મદાશંકર



## પંજાબના અત્યાચારો

પંજાબના ઈતિહાસને દઈ કાન સુણજો હે વીરા,
એ દુઃખથી છાતી ચીરાશે ફાટશે વ્હાલી ધરા. પંજાબ
ફાટી જશે પત્થર અને વળી વૃક્ષ તુટશે મુળથી,
રોશે જગતના માનવી પંજાબના દુઃખ સુખથી. પંજાબ
પંજાબના પ્રેમી પનોતા પૂત કેસરી રંગમાં
બ્રિટીશની જીત માટે જાનોને કપાવી જંગમાં પંજાબ
રીક્રુટને વળી લોનની વાતો દબાવી જોરથી,
લોકો દબાવ્યા બોલતા અધિકારીઓએ તોરથી. પંજાબ
અવતાર માને લોક જેને હિંદીઓ પુજા કરે,
જે માટે ગરદન હિંદીઓ સૌ પ્રેમથી આગળ ધરે. પંજાબ.
જેની ભૂમી સેવા વિષે કીર્તિ ઉડી રહી આભમાં,
તે વીર ટિળક ગાંધીને બંધી કરી પંજાબમાં. પંજાબ.
જાુઠું મનાવા માટે કીધો જાુલ્મ કહું શું તે વિશે,
તોડી મુઠો કંઈ લોકની પિશાબ પાયો પોલીસે. પંજાબ.
ખાટ[1] પાયાની નીચે પંજા દબાવ્યા જોરમાં,
કંઈ આઠને ખાટે ચઢાવ્યા જાુલ્મ કીધો તોરમાં પંજાબ.
સ્ત્રીજાત દેખી સોલ્જરો નાગા થતાં લજ્જા નહિ,
ચેષ્ટા[2] કરી કંઈ પાપીએ ઝાડો કર્યો કુવા મહીં. પંજાબ.
કર્મો કર્યાં કાળાં કસાઈ દ્વેષને દિલમાં ધરી,
હાથમાં બેરચા ખીલા ઢીલા[3] કર્યા ઉભા કરી. પંજાબ
ચોપડી ચુનો મુખે સાધુ તણે શિક્ષા કરી,
ઉભા કર્યા કંઇધુપમાં[4] આ જાુલ્મ જોશે શ્રી હરી. પંજાબ.
કર્મો થયાં કુડાં બહુ છાજે નહિ આ કાળને,
હદપાર કાઢયા માનીતા તે કીચલુ સત્યપાલને. પંજાબ.
હરકીશન દુનીચંદ જેવા બહુરથી ને મહારથી,
ને ચૌધરી સમ કેસરી કેદી કીધા અધીકારથી. પંજાબ

પેટે ચલાવ્યા લોકને દંડો ચલાવ્યો ત્યાં બહુ,
કહેતાં હ્રદય કંપે ઘણું જીવ્હા ગળે હું શું કહું. પંજાબ.
નાકે લીસોટા ખેંચવ્યા ભૂમીપરે લોકો થકી,
અધિકારીઓના જુલ્મનો તો જવાબ લેશે એ[5] નકી. પંજાબ
માન મરજી વિણ સલામો લોક પાસેથી લીધી,
મારી ઉપરથી ચાબખો ને બોલીની[6] બંધી કીધી. પંજાબ.
હાથ પગ બાંધ્યા જનોના સ્થંભ કે કંઇ સાથમાં,
ડુચા દીધા કંઇ લોકને અંગાર[7] આપ્યા હાથમાં. પંજાબ
નાગા કરીને કંઇકની ચેષ્ટા[8] કરી છે બહુ બુરી,
કહેતાં કપાયે કાળજું છાતી મહીં વાગે છુરી. પંજાબ.
કંઇક હિંદીની ગુદામાં[9] વાંસના ઠોકયા ખુંટા,
આ જુલ્મના કરનાર તો જુવો ફરે છે એ છુટા. પંજાબ.
મસ્જીદના ઇમામનું અપમાન ખેંચી દાઢીને,
નિજ પુત્રનું આ દુઃખ કેવું કારમું છે માડીને. પંજાબ.
ઈમામમાંથી કંઇકને ઉભા કર્યા પેટી પરે[10]
બહુ દુર રાખી પેટી જેથી ટાંગ વચ્ચેથી ચીરે. પંજાબ.
નિઃશસ્ત્રને નિર્દોષપર ગોળી ચલાવી ડાયરે,
કતલ કર્યા હિન્દી હજારો હાય ભારત હાયરે. પંજાબ.
જલીઆનવાલા બાગ આજે કાશી ને મકકા થયું,
તે જુલ્મીઓના જુલ્મથી અંગ્રેજનું પાણી ગયું. પંજાબ
જે માતના પુત્રે કરી સંકટ સમે સેવા ખરી,
તે હિન્દમાના જીગરમાં ખોસી અરે જુલ્મી છુરી. પંજાબ
કહેતા હતા જુલ્મી ઘણા રાજ્યો મુગલ પેશ્વાતણા,
પંજાબના ઇતિહાસમાં શું જુલ્મની રાખી મણા. પંજાબ.

—વામન મુકાદમ

૧ આટલાના, ૨ કુચેષ્ટા, ૩ નરમ, ૪ તાપમાં, ૫ શ્રી હરિ, ૬ સભાની, ૭ ધગધગતા અંગારા ૮ વલે, ૯ મળસ્થાન, ૧૦ બે પેટીપર.

# કહેવત છે કે જીવ્યાથી જોયું ભલું!

## અમે કહીએ કે

# જોયાથી જમવું ભલું!

કેટલીક કચરા પટી જેવી લોજોમાં જમી જમીને કંટાળેલા, અમારી લોજમાં આવી આનંદથી જમે છે. અને વરસો સુધી ચલુ રહે છે.

એજ અમારા કામની ખાતરી

માટે

અવશ્ય અમારા લોજની એકજ વખત મુલાકાત લો. જ્યાં રહેવા સાથે જમવાની ગોઠવણો સુંદર રીતે કરેલી છે.

**ભારત હિંદુ લોજ.**

રણછોડ લાઇન—કરાચી.

---

# હિન્દના આગેવાન—મહાન નેતાઓના

# ઉદગાર

**સ્વદેશીનો પ્રચાર એજ સ્વરાજ્યનો મંત્રોચ્ચાર.**

**હવે ત્યારે**

તમારે સુશોભીત સ્વદેશી કપડાઓમાં સજ્જ થવું હોય તો વાપરો.

**☞ ધી કેશવ વીવીંગ એસ્ટેબ્લીશમેન્ટમાં બનતો માલ**

જેવા કે તાસા, ચેકસ, ખાદી, શરટીંગ, બેડ શીટસ વીગેરે વીગેરે જે જોવાથી તમોને કદી પણ વિલાયતી કાપડ ખરીદ કરવા ઉમેદ થશેજ નહિ.

સોલ એજન્ટ

**ધી રોયલ ટેલરીંગ કું૦**

**ટેલર્સ એન્ડ આઉટ ફીટર્સ**

નાનકવાડા—કરાચી.

# તાકાદ માટે ફકત એકજ દવા

## લાલવાણીજ નર્વન્ટાઇન

ઘણા વરસની શોધોના પરિણામે આ દવા પ્રાપ્ત થઈ છે. મગજ નું ફરવું, આંખે અંધારાં આવવાં, કમરનો દુખાવો, નસોની કમજોરી, કમ તાકાત, કબજીઆત, બદનનું પીળું પડી જવું, મોંમાંથી દુર્ગંધ નીકળવી, ઘણો પરસેવો થવો વગેરે વગેરે તમામ પ્રકારની બીમારી માટે આ એકજ અકસીર દવા પુરવાર થઇ ચુકી છે.

ફકત એકજ સર્ટીફીકેટ વાંચો:—

લેફટેનન્ટ કર્નલ આર. એ. એમ. સી. લખે છે કે:—તમારૂં નર્વેન્ટાઇન જે અમે લીધું હતું. તેનાથી અમને ઘણોજ લાભ થયો છે. ખાસ કરીને સિંધવાસીઓને માટે તો આ એક અકસીર ઇલાજ છે.

બધા વેપારીઓ પાસેથી મલી શકશે.

**જે. તીરથની કંપની**

દવા વેચનાર, બંદર રોડ કરાચી.

---

# જર્મનીની નવીન અને વિચિત્ર શોધ

મહાત્મા ગાંધી તથા અન્ય મહાન નેતાઓની બોલતી છબીઓ, ગાંધી મહાત્માનું સ્વરાજ પહેલાંનું અને સ્વરાજ પછીનું સ્વરૂપ, કેવળ હાથના સંસર્ગથી બદલાય છે.

જથાબંધ વેપારીઓને સારૂં કમીશન આપવામાં આવશે.

મળવાનું ઠેકાણું:—

ધી એશીઆટિક એકસપોર્ટ અને ઈમ્પોર્ટ કંપની લી૦

કરાચી

એજન્ટો:—

**દયાળ દેવજી એન્ડ સન્સ**

નેપીયર રોડ—કરાચી.

પ્રજાનું પ્યારૂં અને માનીતું મથક

# ધી સિંધ સ્વદેશી સ્ટોર

## લીમીટેડ.

આજકાલ સમગ્ર દેશવાસીઓની નજર ભારત માતાની ઉન્નતિ કરવામાં લાગી રહેલી છે. સ્વદેશી વસ્તુઓ વાપરો, એવો પોકાર પ્રજાના હૃદયમાંથી નીકળી રહ્યો છે. શુદ્ધ સ્વદેશી ખાદી, તમામ પ્રકારનું હાથ વણાટનું કાપડ, ગૃહ સંસારને લગતું સાહિત્ય, વગેરે વગેરે તમામ જાતનો માલ એક પ્રદર્શનના રૂપમાં કરાંચીની પ્રજા સમક્ષ રજુ કર્યો છે. એક વખત અમારા સ્ટોરની મુલાકાત લેતાં તમે જિંદગીમાં કાંઇ નવુંજ જોશો.

બંદર રોડ—કરાચી.

---

આખા કરાચીમાં એકજ લોજ!

ઉત્તમ સગવડ, ઉત્તમ વ્યવસ્થા અને ઉત્તમ માલિકની અંગત દેખરેખ નીચે ચાલતા અમારા લોજની મુલાકાત લો. અમારા કામની સાબીતી માટે અમારે ત્યાં જમનાર દરેક માણસને પુછો.

# સત્યનારાયણ હિંદુ લોજ.

અમારે ત્યાં જમનારમાં ખાસ કરીને ઊંચવર્ણનાજ હિંદુઓ છે જેમાં, ઓફીસરો, વ્યાપારીઓ, આડતીઆઓ, દલાલો, મહેતાઓ વગેરેથી જ્યારે ને ત્યારે અમારૂં લોજ શોભી ઉઠી આનંદ આપે છે.

તમે ફકત એકજ વખત આવો.

ઇલેક્ટ્રીક લાઇટ, ખુલ્લી હવા અને સુંદર વ્યવસ્થાથી તમારૂં જીગર ખુશ ખુશ થઈ જશે.

ચાર્જ મધ્યમ.

એસ. પી. દવે

તમે કહો છો કે સ્વદેશીની બહેતરી કેમ નથી થતી ?

# સ્વદેશીમાંજ હિન્દનો ઉધ્ધાર છે.

કારણ

સર્વ દિશામાં સ્વદેશીએ પોતાનો પ્રચાર સ્વતઃ કર્યો છે.

હિન્દની અનુપમ કળાના નાદર નમુના રૂપ

મહાસતિ અનસુયા, મેવાડની ભક્તિ પરાયણ સાધ્વી મીરાંબાઈ, અને સ્વતંત્રવાદી મહાત્માજી ભકત વિદુર જેવાં નામચીન

**ધાર્મિક, પૌરાણીક અને ઇતિહાસીક ચિત્રપટો**

**કોહીનુર ફીલમ કંપનીએ**

રજુ કર્યા છે.

અને

**ચંદ્રહાસ અને ભકત શિરોમણી અંબરીષ**

ટુંક વખતમાં બતાવવામાં આવશે.

**આવું ઉતમ સ્થાન કયું છે ?**

# કોહીનુર સીનેમા

બંદર રોડ　　કરાચી　　ટેલીફોન નં. ૭૪૧